# કાં. ડ. જ્ઞાતિ સંમેલન.

સંવત ૧૯૮૦.



છપાવી પ્રગટ કર્તા—ડગમર જ્ઞાતિ સુધારક મંડળ તરફથી

છોટાલાલ નાથુભાઈ

પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું—રાણીતળાવ—સુરત.



ત્ર લીમડાચોક પટવાશેરીમાં આવેલા શ્રી "હરિ-હર" પ્રીન્ટીંગ
પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપ્યું

# હાલના જમાનો અને આપણો જ્ઞાતિ સુધારો.

## છોટાલાલ નાથુભાઈનું ભાષણ.

**મહેરબાન પ્રમુખ સાહેબ મંડળના સર્વ ભાઈઓ અને પૂજ્ય વડીલો**

(૧) કેટલોક વખત થયા આપણી જ્ઞાતીનું સંમેલન કરવું એમ આપણા મનમાં વિચારો ઘોલાયા કરતા હતા તે વિચારો પ્રમાણે અત્યારે આપણે ભેગા મલ્યા છે. અત્યાર સુધી આપણી જ્ઞાતીના ઘણા સંમેલનો થયાં હશે તેમાં મેં કોઈ પણ તરેહનો ભાગ લીધો નથી તેથી તેની કાર્ય પદ્ધતી બાબત મને જોઈએ તેવી માહેતી ન હોય એ બનવા જોગ છે.

ઉંચ કોમના જ્ઞાતી સંમેલનો અને પરીષદો સુધરેલી રીતે અને વ્યવસ્થા પૂર્વક થાય છે. તેના કાર્યનો પ્રોગ્રામ ઘણો ખરો પહેલેથીજ તૈયાર કરવામાં આવે છે કે જેથી ચાલુ કામ વખતે વિશેષ ગુચવણ પડતી નથી. સંમેલનના નીયમો અને સુધારાના પ્રોગ્રામની રચના જ્ઞાતી સેવાને માટે સ્થપાએલા મંડળો એજ કરવાનાં હોય છે. એ વ્યવસ્થા આ મંડળ મારફતે જોઈએ તેવી આપણાથી નથી થઈ શકી તેને માટે જ્ઞાતી સુધારા પ્રત્યેની આપણી બેદરકારી અને આપણી અજાણતાજ જવાબદાર છે. છતાં જ્ઞાતી સુધારા અને હાલની આપણી પરીસ્થીતી ઉપર મારા ટુંક વિચાર આપની સેવામાં રજુ કરૂં છું. તે પહેલાં અત્યાર સુધીના મંડળનો ટુંક હેવાલ મારે કહેવો જોઈએ.

### મંડળનું અત્યાર સુધીનું કાર્ય

(૨) સં. ૧૯૭૭ ના આસો મહીનામાં સદ્દગત્ રણછોડભાઈના હાથે મંડળની સ્થાપના થઈ ત્યારથી એકાદ વર્ષ સુધી નિયમીત અઠવાડીએ પંદર દહાડે અમારે ત્યાં અમો ભેગા થતા અને જ્ઞાતી સુધારાના સવાલો ઉત્સાહ પૂર્વક ચર્ચાતા સુધરેલી રીતે જ્ઞાતી સુધારાના કેટલાક ઠરાવો પણ થયાં તેને પુરીણામે મંડળના બંધારણ અને હેતુઓનો જ્ઞાતીમાં ઠીક પ્રચાર થવા પામ્યો હતો તેથી સુરત, ભરૂચ, ડભોઈ વડોદરા પાદરા અને તે

સત્તાના ઘણા ગામોના જ્ઞાતી ભાઇઓએ મંડળમાં પોતાના નામો નોંધાવ્યા હતા.

મંડળની આટલી પ્રગતી થઈ એટલામાં સુરતના કમનસીબે કહો કે આખી જ્ઞાતીના કમ ભાગ્યે જ્ઞાતી પ્રેમી અને જ્ઞાતી ભક્ત શ્રીયુત રણછોડભાઈનું અઘટીત અવસાન સં. ૧૯૭૮ મહા સુદ ૬ ને દિવસે થયું. એ ખેદજનક બનાવથી આપણો ઉત્સાહમંદ થયો અને મંડળનું કાર્ય વિસારે પડયું જેમ ચંદ્ર વગરની રાત્રે માણસ ગોથા ખાય છે તેવીજ એમના વગર મંડળ પર અસર થઇ જ્ઞાતીની ઇજ્જત અને મોટાઇમાંજ પોતાની ઇજ્જત અને મોટાઈ સમજનાર અને જ્ઞાતી સુધારાને માટે ઉત્સાહથી કાર્ય કરનાર વીરની એમના કુટુંબને અને આપણને નહીં પુરાય એવી ખોટ હંમેશ માટે પડી. હવે આપણે તો ના માટે પરમાત્મા પાસે પ્રાર્થના કરવાની કે સદગતના નિર્દોષ આત્માને પ્રભુ શાંતી આપે અને જ્ઞાતીમાં એમની માફક નીસ્વાર્થપણે જ્ઞાતી સેવા કરનાર વીરલાઓ ઉત્પન્ન થઇ પોતાના કુળને અને પોતાની જ્ઞાતીના નામને દીપાવે.

હવે અત્યારે આપણે શુ કરવું તેનો શાંતીથી વિચાર કરવો રહયો.

## આ જમાનાનો આપણો પહેલો પ્રશ્ન

(૩) આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે કોઇપણ સમાજ અને તેમાં રહેતી કોમ અમુક વખતજ પડતી હાલતમાં રહે છે. પણ જ્યારે તેને પોતાની સ્થીતીનુ ભાન થાય છે. અને તેને લાગે છે કે આ સ્થીતી કરતાં વધુ સારી સ્થીતી છે. ત્યારે તેને પોતાની સ્થીતી અસહ્ય લાગે છે. પછી તે મીટાવવાને તે પ્રયત્ન કરે છે. આ ઉન્નતીને માર્ગે જવાની પ્રેરણા કોઇનામાં વહેલી અને કોઇનામાં મોડી થાય છે. થયા પછી તે સદતર ભુસાતી નથી.

અત્યારે હિંદુ સમાજ યુરોપીય સમાજ અને આખી માનવજાતી હાલની રાજકીય અને સામાજીક હીલચાલ જોતાં પોતાની આત્મ સુધારણા કરી વધુ સારા માર્ગે તરફ જવાને પ્રયત્ન કરે છે. અમુક સંઘ જાત્રાએ જતો હોય અને જેમ તેમાંનો કોઇ અશક્ત કે બીમાર માણસ પાછળ રહી જાય છે. તેમ સમાજરૂપી સંઘ જ્યારે પોતાની નીબળતા દુર કરી ઉન્નતીને રસ્તે જતો હોય તે વખતે આપણામાં જે નિર્બળતા છે તે કાયમ રાખી પાછળ રહેવું કે અશક્તી દુર કરી તેની સાથે થવું? મને લાગે છે કે આપણી જ્ઞાતીના બીજા કોઇ પણ પ્રશ્ન કરતાં અત્યારે વધારે જરુરી પ્રશ્ન આપણી જ્ઞાતીની હાલની પરીસ્થીતી જોતા આજ પ્રશ્ન હોવો જોઇએ આવા પ્રશ્નનો ઉકેલ કરવાનેજ દરેક જ્ઞાતીમાંની સ્વાર્થ સેવા વૃતી ઉપર મંડળો સ્થપાય છે.

## સમાજમાં આપણી જ્ઞાતીનો દરજ્જો

(૪) આજથી બે ત્રણ હજાર વર્ષ પહેલાં હિંદૂ જાતિમાં માત્ર ચારજ વર્ણ હતી. તે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને ક્ષુદ્રને નામે ઓળખાતી. ત્યાર પછી ધીમે ધીમે માણસ જીવનની જરુરીઆત વધવા લાગી. તે જરૂરીઆતને પહોચી વળવાને મુળ ચાર વર્ણમાંથી જુદા જુદા જથાઓ પડવા લાગ્યા. જે જથાઓના આચાર ધર્મ વિચારો ધંધો મળતા આવ્યા તે જથાઓ નીર્માત થયા અને જે જથાઓમાં વ્યવહારીક સંબંધ ચાલુ થયો ત્યારે તે જથાઓ જ્ઞાતીને નામે ઓળખાયા. આપણી જ્ઞાતી કઇ વર્ણમાંથી છુટી પડી તેનો ચોક્કસ ઇતિહાસ આપણે મેળવી શક્યા નથી તે બાબતનાં કંઇપણ મુદ્દાઓ હશે તે મેળવવાને આપણે કંઇ પ્રયત્ન કીધો નથી છતાં પણ આપણી જ્ઞાતીમાં કેટલાક સુક્ષ્મપણે રહેલા ગુણોનો વિચાર કરતાં માલમ પડે છે કે આપણી જ્ઞાતિ ઉચ્ચ વર્ણમાથી

છુટી પડી હોવી જોઇએ કેટલાક હલકા રુઢી રીવાજ અને ધંધાને લીધે આપણે ઉતરતી જ્ઞાતીમા ઓળખાયા.

સમાજમાં આવી આપણી અવનત દશા કાયમ રહેવાનું કારણ ઘણા લાંબા વખતથી વંશપરપરાગત ઘરખૂણે કરેલો જુજ કમાણીનો હલકો ધંધો છે એ હલકા ધંધાને લીધે અને તેથી રહેતી ગરીબાઇને કારણે સમાજની ઉચ્ચ જાતીઓ સાથે આપણે કોઇપણ જાતનો સંબંધ રાખી શકતા નથી ઉચ્ચ કોમના સંબંધમાં અને સંસર્ગમા આપણે વિશેષ નહિ આવવાથી તે ઉંચ જાતીની સ્થીતિનું આપણને ભાન થતું નથી કે અત્યારે સમાજમાં આપણી જ્ઞાતીનો શું દરજ્જો છે. વળી ઉંચ જાતીની જ્ઞાતી વ્યવસ્થા રીતરીવાજ કેવા હોય છે અને આપણી જ્ઞાતી વ્યવસ્થા અને રીતરીવાજ કેવાં છે. તે લોકો સાથે સરખાપણું મેળવવાને આપણા રૂઢી રીવાજ અને જ્ઞાતી વ્યવસ્થામાં કેવી રીતે સુધારણુ થઇ શકે. આપણી જ્ઞાતીની આવી અતી જરૂરી બાતની સબબોની ચર્ચા કરવાનું આજનું દુનીઆનું વાતાવરણ જોતાં આ જમાનો આપણને મોટેથી કહી રહયો છે. આ બાબતોની ચર્ચા કરવાને આપણાં અંતરમાં જ્ઞાતી અભીમાન અને કોમની લાગણી ઉત્પન્ન થવી જોઇએ. એ સવાલોની ચર્ચા અને જ્ઞાતી સુધારણા ઉંચ કોમના જ્ઞાતીના સંમેલનો અને પરીષદો જે રીતે થાય છે. અને તેમાં જે વ્યવસ્થા અને વિવેક અને શાંતી જળવાય છે, તે રીતે થાય આપણી જુની રીતે ન થાય.

## જ્ઞાતીરીવાજ અને જ્ઞાતી કાયદા એટલે શું ? અને તે શાને માટે.

(૫) અત્યાર સુધી આપણી જ્ઞાતીના ઘણા સંમેલનો અથવા પંચ મલ્યા હશે તેના કાર્યનો સરવાળો કરીએ તો શુન્યજ આવે એટલે એ સંમે-

લનો એ રીતસર કંઇજ કીધું નથી અને જો કંઇ કીધું હોય તો થોડા જાપ્તાના ગોલગોલ કાયદા કરી ખૂણે નાખ્યા હશે. પંચ મળે ત્યારે એ કાયદાનું સ્પષ્ટ બંધારણ નહી હોવાને લીધે કાયદો તોડનાર અને તેના લાગવગવાળા તે કાયદાનો અર્થ કેટલીક વખતે પોતાને અનુકુળ તો કરી લે છે. એક **બીજાની લાગવગ અને દબાણમાં ખેંચવાના આપણા નીર્માલ્યપણાને લીધે ન્યાયતું સમતોલપણું આપણાથી જળવાતું નથી. અને જ્યારે જ્ઞાતિનો મોટો ભાગ પોતાની સત્તા અને વડાઈ કાયમ રાખવાને સાચા કાયદાનો દુરૂપયોગ કરે છે ત્યારે કાયદો અન્યાયના રૂપમાં ફેરવાય છે. વળી ન્યાય તોળવામાં બીજાની લાગવગ અને દબાણમાં ખેંચવામાં જે નીર્માલ્યતા છે તેના કરતાં આપણી વધુ કંગાળીઅત અને નિર્માલ્યતા તો પોતાનો ગુનોહ છુપાવવાને બીજાની લાગવગ મેળવવામાંજ છે.** આવી આપણી માનસીક નબળાઇને લીધે પંચમાં કેટલીક વખત નજીવી વાતમાં ખેંચતાણ થાય છે. અને આપણો બધો વખત નકામો જાય છે.

આપણે આગળ જણાવી ગયા કે જ્યારે વર્ણમાંથી જ્ઞાતી વિભાગો થયા ત્યારે તે વિભાગો અથવા જ્ઞાતીની વ્યવસ્થાને માટે કેટલાક નીયમો ઘડાયા. જો કે આ નિયમો સમયને અનુકુળ હમેશાં ફેરવવા પડે છે. હવે સમયને અનુકુળ જે નિયમો જ્ઞાતિએ નક્કી કરેલા હોય છે. તે જ્ઞાતીજનના હીતને માટે છે, જ્ઞાતીના કોઇપણ માણસના જ્ઞાતીને લગતા વ્યવહારીક કાર્યથી જ્ઞાતીના કોઇપણ માણસની નીતી બગડે નહી. બીજાઓ આડે રસ્તે દોરવાય નહી. અને કોઇના કાર્યથી સામાને અડચણ ન થાય અને જ્ઞાતી વ્યવસ્થામાં અડચણ ન પડે. વળી એ નિયમના પાલ-

નથી જ્ઞાતી પોતાની ઉન્નતી કરવા શક્તીમાન થાય વ્યક્તી પ્રત્યે પ્રેમભાવ અને જ્ઞાતી ઉન્નતીને માટે ઘડાએલા એ નિયમોનું પાલન જ્ઞાતીના દરેક માણસે કરવાનું હોય છે. એ નિયમોનો કોઇ ભંગ ન કરે તેને માટે જે શીક્ષા ઠરાવી ત્યારે તે નિયમો જ્ઞાતી રીવાજ અથવા જ્ઞાતી કાયદા તરીકે ઓળખાયા.

ન્યાય તોળવામાં કાયદાનીએ ઉચ્ચ ભાવના અને તેનું શુદ્ધ ધાર્મીક સ્વરુપ કાયમ રહેવું. એ જ્ઞાતીમાં રહેલા માણસની ધાર્મીકતા અને ન્યાયીપણા ઉપરજ છે. આપણે કહીએ છીએ કે પંચ ત્યાં પરમેશ્વર એ કહેવત એના ઉપર જણાવેલા રુપમાં ખરી હોય કારણકે ન્યાયને અર્થે નીમાએલા પંચમાં જ્યાર સુધી લાગવગ મેળવવાને પક્ષપાત અને કોઇને હલકા પાડવાની વૃતી ન હોય ત્યાર સુધીજ તે પંચમાં ઇશ્વરી અંશ હોય અને ત્યારેજ એ પંચને ઇશ્વર તુલ્ય માની શકાય **(પણ જ્યારથી જ્ઞાતીમાં વ્યકતી પરત્વે અંગત દ્વેષભાવ વધતો ગયો. અને અમુક અમુક માણસો કયારે આપણા સકંજામાં આવે અને આપણા કરતાં નીર્બળ અને હલકા પડે એવી ટુંક અને સંકુચીત વૃતિથી કાયદાને નામે કેટલાક હલકા અને નુકસાન કરતાં રૂઢી રીવાજનું જબરજસ્તીથી પાલન કરાવાનેજ એ પંચનો અને કાયદાનો આપણે ઉપયોગ કીધો ત્યારથી એ પંચને અને તે દ્વારા જ્ઞાતીને આપણે હલકી પાડી)**એ હલકાઇનું આપણને હજુ બરાબર ભાન નથી થયું.

## કાનમ ચરોતર અને આપણી ઐકયતા.

(૬) આપણી સંકુચચીત વૃતી આટલેથીજ અટકતી નથી જ્યારે હીંદુ જાતી જ્ઞાતી, ઉપ જ્ઞાતી અને તડાઓથી છીન્નભીન્ન અને નિર્બળ

થતી જાય છે, તે તડાઓ અને ઉપજ્ઞાતીઓમાં દરેક વ્યહારીક સંબંધ ચાલુ કરી તેમાં ઐકયતા વધારવાને સમાજ સુધારકો અને દેશ હીતેચ્છુઓ ભારે પ્રયત્ન કરી રહયા છે. તે વખતે આપણી સાડા ત્રણ ઘરની ટુંકી જ્ઞાતીમાં કાનમ અને ચરોતર વચ્ચે કડવાસ ઉભી થવાના કેટલાક ચિન્હ માલુમ પડે છે. આપણે વીચાર કરવો જોઇએ કે કાનમ અને ચરોતર એ એક શરીરની બે આંખો છે. જેમ બે પૈડા વગર ગાડું નહી ચાલે તેમ આપણે કોઇપણ વખતે માંહોમાંહે એક બીજા વગર ચાલે એવુંજ નથી. જ્ઞાતી વ્યવસ્થાના કેટલાક કામમાં માત્ર સવડતાને માટે ભલે બે નામો રહે. (પણ જો કોઇપણ વખતે કાનમ અને ચરોતરને લગતા કાર્યનો પોતાની સત્તા અને વડાઇ વધારવાને સ્વતંત્ર પણે કાર્ય જેઓ કરશે તો જરૂર તેમાં તેઓ ખત્તા ખાશે. આવી ખેંચતાણમાં અત્યાર સુધી આપણે ઘણું નુકસાન થયું છે એ અનુભવ આપણને થાય છે ને છતાં મમતને લીધે આપણે ભૂલીએ છીએ. જો આપણને જ્ઞાતી અભિમાનની લાગણી હોય જ્ઞાતીમાં ઐકયતા વધારી જ્ઞાતીને નીર્બળ થતી અટકાવવી હોય તો કોઇપણ કાર્ય આપણે હાથે એવું ન થવું જોઇએ કે એક બીજાના દીલમાં વિરોધ અને કડવાસ ઉભી થવા પામે) કોઇપણ જાતી માંહોમાંહેના અણબનાવથી અને કુસંપથી નિર્બળ થાય છે. આ બાબત આપણે સહેજ પણ દુર્લક્ષ કરવા જેવી નથી.

**કેળવણીનું મહત્વ અને તેની આપણી જ્ઞાતીને પ્રથમ જરૂર**

(૭) ભાઇઓ આપણી જ્ઞાતીની અવનત દશાનો વધુ વીચાર કરતાં માલુમ પડે છે કે આવાં કેટલાં કારણો સીવાય ખાસ કારણ કેળવણીની

અતીશય ખામી છે. એ તો વાત ચોકકસ છે કે કોઈપણ ગ્નાતી કેળવણી વગર સારી સ્થીતીમાં આવી શકતી નથી. ઉંચ કોમના કરતાં આપણી ગ્નાતીમાં કેળવણીનું પ્રમાણ કેટલું ઓછું છે. તેનો આપણે ખાસ વિચાર કરવો જોઇએ. કેળવણીની આપણી ગ્નાતીને કેટલી જરૂર છે. તેનો બરાબર ખ્યાલ આપવો એ મારી શકતી બહારની વાત છે. છતાં એ બાબત મારા જેવા તેવા વિચારો મારે કહેવા જોઇએ.

અત્યારે આપણે જોઇશું કે કેટલીક ઉંચ જાતીઓના આચાર વિચાર અને આપણા લોકોના આચાર વિચારમાં ઘણી બાબતમાં ફેર છે. તેનુ કારણ આપણી ગ્નાતીમાં કેળવણીનો પ્રચાર બીલકુલ નથી. ઉંચ વર્ણની વાત બાજુએ મુકતાં જે મધ્યમ ગ્નાતીઓ છે જેવી કે ઘાંચી, ખત્રી, દરજી, લુહાર, સુથાર, સોની, વગેરે ગ્નાતીઓના પ્રમાણમાં પણ આપણામાં શિક્ષણનો પ્રચાર નથી, કંઇ મુદતથી આપણા વિચારોનું વળણ તે તરફ થતું નથી આ બાબત પ્રથમ આપણેજ અજાણ હોવાથી કેળવણીનું મહત્વ અને તેની આપણને કેટલી જરૂર છે. વળી તેથી થતો સાત્વીક આનંદ કેવો હોય છે. તેથી આપણા સંકુચીત આચાર વિચાર ફેરવાઇ આપણા વર્તનમાં કેવો સુંદર ફેરફાર થાય છે તેનો આપણને અનુભવ થઈ શકતો નથી. તે તરફ આપણું લક્ષ જલદી નથી ખેંચતું તેનુ બીજુ પણ ખાસ કારણ આપણો ધંધો પણ હોવો જોઇએ. તેને લીધે આપણે ઉંચ કોમના સંસર્ગમાં જલદી આવી શકતા નથી અને જ્યારે ઉંચ કેળવાએલા લોકોનો વધુ સહેવાસ થતો નથી તેથી તે લોકોના કેળવણી પ્રત્યેના ઉંચ વિચારોના સંસ્કાર આપણાં વિચારોમાં જલદી ઉતરી શકતા નથી. તેથી પણ તેની જરૂરીઆત

તરફ આપણે બેદરકાર રહીએ છીએ. આમ જ્યારે તેની જરૂરીઆત વિશે અને તેના મહત્વ વિશે આપણા વિચારોનું આકર્ષણ જોઇએ તેવું નથી થતું તો તેથીજ તે વસ્તુ સાધ્ય થવી કઠણ પડે છે. વળી બીજું કેટલાક એવું સમજી બેઠા છે કે અમારા છોકરાઓને ક્યાં વકીલ બેરીસ્ટર બનાવવા છે કે ક્યાં નોકરી કરવા જવું છે કે જેથી અમે ભણાવીએ આ માન્યતા અતીશય જડ અને ભુલ ભરેલી છે. ભણવાનો ઉપયોગ કંઇ નોકરી કરવામાંજ થતો નથી, જીવન વ્યવહારને માટે કોઇપણ સારો ધંધો કરવો એ જુદી વાત છે. પણ મનુષ્ય જન્મની ઉપયોગીતા ધર્મ અને જ્ઞાન વડેજ સમજાય છે. એ જ્ઞાન કેળવણી વગર થતું નથી. પહાડ, નદીઓ, ઝાડ, પશુ, પક્ષી એ જડ ચેતન સષ્ટીમાંથી જીવાત્મા પોતાના કર્મ વડે વિકાસ કરતો મનુષ્ય યોનીમાં આવે છે. મન, વાણી, અને બુદ્ધી એ પરમાત્માએ મનુષ્યનેજ આપેલાં છે, તે સાધનો આત્માની ભવ્યતા જાણવાને અથવા જ્ઞાન મેળવવાને ઉપયોગી થાય છે. મનને લાલચ લોભ કે ઇર્ષાવાળું થતું અટકાવવું વાણી વડે સત્ય બોલવું અને બુદ્ધી વડે ખરૂ ખોટું પારખવું. આ શકતીઓ જ્ઞાન અને કેળવણીથી ખીલે છે. જેમ કેળવણીથી મન, વાણી, બુદ્ધી પવિત્ર થતી જાય છે તેમ માણસને દુનિઆનું ઐક્ય વિશેષ સમજાતું જાય છે. ટુંક અને સંકુચીત વિચારો મટી ઉદાર અને ગંભીર વિચારો થાય છે. પછી તેને એમ લાગે છે કે કુદરતે સૃષ્ટી રૂપી જે સાંકળ બનાવેલી છે તેનો પોતે એક અંશ અથવા આંકડો માત્ર છે. જે શકતીથી સાંકળ આખી રહે છે. તેવી કુદરતની સર્વ વ્યાપક શકતીથી દુનિઆ ટકી રહી છે.

સાંકળનો એક આંકડો ખેંચવાથી તેની અસર આખી સાંકળ પર પડે છે. તેજ નિયમ માનવ સમાજ રૂપી સાંકળને લાગુ પડે છે. એ

સાંકળમાંથી અમુક માણસ છુટો હોય એમ નથી હોતું. કારણકે તે પોતાના સારા નઠારા પણાની અસર પોતાના સંબંધમાં રહેલા માણસો પર પાડી શકે છે. તે પોતે સદાચરણી થઇ બીજાને સદાચરણી બનાવે છે. સાંકળની વધુ મજબુતી અને તેની સુંદરતાનો આધાર તેમાં રહેલા આંકડાઓ ઉપર છે. તેમ જ્ઞાતીની સુંદરતા અને ઉચતા તેમાં રહેલા સારાં વિચારના કેળવાએલા માણસો પર છે. કારણ કે તે લોકો પોતાના જ્ઞાન અને વિદ્યા વડે જ્ઞાતી સેવા અને દેશ સેવા કરી પોતાની જ્ઞાતીની અને દેશની ઇજ્જત વધારે છે.

**મહાત્મા ગાંધીજી એક વખતે બાળકજ હતા. પહેલાં કોઇ નહોતું જાણતું કે તે જગતનો મહાન પુરૂષ થશે. ભવિષ્યમાં આપણી જ્ઞાતીની પ્રતિષ્ઠા આપણી જ્ઞાતીનું માન અને ઇજ્જત સમાજમાં કેટલાં હસે તેનું માપ જ્ઞાતીમાં અત્યારે જે બાળકો છે તેની પાસે છે. જો આપણને એમ લાગતુ હોય કે આપણી જ્ઞાતીની આબરૂ આપણી જ્ઞાતીનું માન અને ઇજ્જત સમાજમાં બરાબર નથી તોતે બાળક વગ કે જે અત્યારે રમી બેઠી રહયો છે. અને જે ભવિષ્યમાં ઉચ્ચ જ્ઞાતી થવાને સરજાએલો છે તેને કેળવણી અથવા વિદ્યા મેળવવાને ચોક્કસ તક આપવી એ અત્યારે આપણી પહેલી ફરજ છે.)** એક ઈંગ્લીશ કવિ કહે છે કે,

**ન ભણવા કરતાં નહી જન્મવું સારૂ**

કેળવણી અથવા વિદ્યાની જરુર જેટલી છોકરાઓને છે તેટલીજ છોકરીઓને પણ ભણાવવાની જરુર છે. છોકરાંઓ કરતાં છોકરીઓને ભણાવવા બાબતમાં પણ ઘણી ગેર સમજ ચાલે છે. પણ તે બધી ગેર સમજો આપણે શાંતીથી વિચાર કરી દુર કરવી.

## બાળ લગ્ન એ જ્ઞાતીનું તેજ હરે છે.

(૮) છોકરા છોકરીઓને ભણાવવાને બીજી મોટામા મોટી અડચણ બાળ લગ્નની અજ્ઞાનતા ભરી હલકી રુઢીને લીધે નડે છે. જે જે જ્ઞાતીમાં જ્યાર સુધી બાળ લગ્નની રુઢી પડેલી છે ત્યાર સુધી તે જ્ઞાતી અવનત દશામાં અને નિબળ રહે છે. આ રૂઢીને આપણી અજ્ઞાનતાને લીધે દુર કરી શકતા નથી વળી અત્યારે આપણા લોકોની લગ્નની ભાવના ઘણીજ હલકી થઈ પડી છે. જો કોઇને અત્યારે આપણે એમ પૂછીએ કે લગ્ન શા માટે? તો તે તુરતજ કહેશે કે એમાં શા માટે કેવું! વંશ રહેવાને છોકરાંઓ હોવાં માટે પરણવું જોઇએ. વળી જ્યાં પોતાની કામી વૃત્તિઓ અને હલકી ભાવના પોષવાને ખાતર લગ્ન થતુ હોય તો તે ભાવનાથી ઉપ્તન્ન થએલી પ્રજા પણ હલકી ભાવનાવાળી અને મૂર્ખજ હોય. મનુષ્ય ધર્મમાં લગ્નનો ઉદેશ ઇ.ને લગ્નની ભાવના આપણા શાસ્ત્રકારોએ જે નિર્માણ કરી છે. તે તદ્દન જુદીજ છે. લગ્ન એ આત્માના વિકાસને માટે છે પ્રજાની ઉપ્તતી માનવ જાતીના કલ્યાણને માટે છે. એ ઉચ ભાવના અજ્ઞાનતાને લીધે આપણામા અત્યારે નથી રહી અને જેથી લગ્ન એ શબ્દ એટલો બધો સામાન્ય અને નાના છોકરાની રમત જેવો થઇ પડયો છે કે લગ્ન શા માટે એ પ્રશ્નજ હાસ્ય સ્પદ હોય એમ લાગે છે. પણ આપણે બરાબર વિચાર કરીને જોઇએતો લગ્ન એ જીવનના બધા પ્રશ્નો કરતાં ઘણોજ જરુરી છે જીવવું કે મરવું એ સવાલ જેટલો ગંભીર છે તેટલોજ તે ગભીર છે વળી આ બાબત આપણા લોકોની જૂની માન્યતા એવી છે કે જેની જ્ઞાતીમા આબરૂ ઠીક હોય તોજ તેના છોકરા છોકરીના જલદી વીવાહ થાય આ મુર્ખતા ભરેલી માન્યતાથી અને તેથી ગણાતી આ-

બઇના લોભે આપણે આપણા છોકરા અને છોકરીનું ભવિષ્ય બગાડીએ છીએ અને આવા આબરૂના અર્થને પરીણામે સેંકડો કજોડા થાય છે નાના છોકરાઓ જ્યારે રમત રમે છે અને ઢીંગલા ઢીંગલીને વર અને વહુ બનાવી પરણાવે છે તેમ આપણે નાના નિર્દોષ બાળકોને કે જે ભવિષ્યમાં સારી પ્રજા થવાને સરજાએલા છે તેને ઢીંગલા અને ઢીંગલીના આકારમા જ્યારે પરણાવીએ છીએ ત્યારે ખરી રીતે આપણે એજ છોકરાઓની રમતની નકલજ કેમ જાણે કરતા હોઇએ એમ લાગે છે નાનપણમાં સ્ત્રી આવવાથી નથી વિદ્યા પ્રાપ્ત થતી કે નથી કોઇ સારા ધંધામાં પ્રવીણતા મેળવાતી તે બાળકની કોઇપણ જાતની સારીરીક કે માનસીક શકતી ખીલતા પહેલા આ અજ્ઞાન અને જડ સ્થીતીમાં સંસાર ચક્રની જુસરી ગળામાં પડે છે. વળી આ સ્થીતીમાં થી ઉત્પન્ન થતી પ્રજા અજ્ઞાન અને નિર્માલ્યજ હોય છે " લગ્ન શા માટે " એ સવાલ થતાં હસનારા આપણે બુદ્ધી પુર્વક આપણા હ્રદયને પૂછીએ કે શું માણસ જન્મ આવા જડ લગ્નને માટેજ છે ? શુ લગ્ન એટલે જીવવું કે મરવું એ ગંભીર પ્રશ્નનો આજ અર્થ થાય છે નહિ આવા જડ લગ્નથી થએલી નીર્માલ્ય પ્રજા હવે સમાજને અને આપણી જ્ઞાતીને નથી જોઇતી.

કેટલાકને એમ લાગે છે કે છોકરો મોટો થયા પછી કન્યા મળશે કે નહિ પણ એ સંશય રાખવો એ ભૂલ છે ભણેલા ગણેલા હોશિયાર છોકરાને કન્યા ન મળે એવું અંધારૂ કંઇ જ્ઞાતીમાં ન હોય આવા અતી જરુરીના સુધારા જ્ઞાતીમાં કેવી રીતે થાય તેનો આપણે શાંતીથી વીચાર કરવો જોઇએ બીજી કેટલીક હલકી રૂઢીઓ છે કે જે ઘણીવાર આપણે જ અડચણ કરતા થાય છે. તેમાં ફેરફાર કરવાને આપણે વ્યવસ્થા

પૂર્વક સુધારાના ઠરાવો કરીએ આપણે ઘણીવાર ડાહીડાહી વાતો કરીએ છીએ કે ન્યાતમાં ફલાણો રીવાજ ઘણોજ ખરાબ છે. અમુક અમુક રૂઢીઓને તો કાઢી તેમાં આ પ્રમાણે સુધારા થાય તો સારૂ એવા સુધારાને માટે અમે લોકોને ઘણું કહીએ છીએ. પણ કોઇ માનતું નથી અમે શું કરીએ. પહેલાં આમ બોલીએ અને જ્યારે પંચ મળે ત્યારે તે આપણું ડહાપણ અને શાંતી જતી રહી આપણા વિચારોનું વલણ એક તરફી થઈ જાય છે. અને એકાદ બે તકરારી કેસો કે જેનો ફેંસલાનું કામ અર્ધા કે એકજ દીવસનું હોય છે. તેમાંજ આગળ કહ્યું તે રીતે એક બીજાના પક્ષમાં ભરાવાની નબળાઇને લીધે આપણા આઠ આઠ દસ દસ, દીવસ વીતી જાય છે. અને જ્ઞાતી સુધારાનું કામ કંઇજ થતું નથી અને ઉલટું વિરોધ કેળવી જ્ઞાતી હીતનું નાવ ડુબાડીએ છીએ. આપણા બધા સારા વિચારોપર કાબુ રાખી શકતા નથી અને તેને પરીણામે જ્ઞાતી પાયમાલ થાય છે.

## જ્ઞાતી ઉન્નતીને માટે નિયમીત જ્ઞાતી પરીષદોની આપણને જરૂર છે.

૯ આપણે જોઇએ છીએ કે ઉંચ જ્ઞાતીઓમાં વર્ષ બબ્બે વરે નીયમીત પરીષદો મળેછે. તેમાં જ્ઞાતીની પૈસા સંબંધી સ્થીતી કેવી છે? જ્ઞાતી પૈસાનો કેવી રીતે સારો ઉપયોગ થાય જ્ઞાતીમાં કેટલા છોકરા છોકરીઓ ભણે છે. ઉંચા કેળવણી લેવાને જે છોકરાઓને પૈસા સંબંધી અડચણ હોય તો તેને માટે જ્ઞાતીમાંથી હજારો રૂપીઆનું ફંડ ભેગું કરવામાં આવે છે. જ્ઞાતીની હજારો રૂપીઆની સ્થાવર જંગમ મીલકતોના અને તેની ઉપજની વ્યવસ્થા કરવાને સારા નીયમો કરવામાં આવે છે. વળી બાળ લગ્નની હલકી રૂઢી કાઢવાને, અસ્પટીન મરણ

પાછળ અ[illegible]ી જમણવારો બંધ કરવાને શીમંતમાં ધામધુમ અને ખરચો વગેરે જે જે હલકી રૂઢીઓથી જ્ઞાતીની ખરાબી છે થાય છે તે રીવાજો બંધ કરવાને ચોક્કસ નિયમો ઉત્સાહી સુધારકોના પ્રવાસથી થાય છે.

આવી રીતની અત્યારની અનેક પ્રકારની હીલચાલો જોતાં આપણી માનવ જાતી અથવા સમાજ કોઇ ચોક્કસ દીશા તરફ જાય છે. આપણે તેની સાથે થવું કે કેમ એ પ્રથમ પ્રશ્નનો આપણે ફરી પાછો એકવાર વીચાર કરીએ. સુધારો વકીલ બેરીસ્ટરનાજ મગજમાં હોય એમ નથી તે આપણી સાદી સમજમાં છે આપણા અંતરમાં છે. સારા ઉંચ વિચારોના ફેલાવાથીજ જ્ઞાતી સુધારો અને સમાજ સુધારો થવાનો છે. આપણા સારા વિચારોનો લાભ નિયમીત રીતે જ્ઞાતી પરીષદો કરી જ્ઞાતીને આપવો વખત તો વિજળીની માફક જતો રહેશે અને કહેણી રહી જશે. **જેમ અત્યારે આપણા બાપ દાદાઓને આપણે કહીએ છીએ કે એ પોતે મુરખ રહી આપણે માટે કંઇજ સારૂં કીધું નહિ તેમ આ વખતે આપણે કંઇપણ નહીં કરીએ તો આપણી ભવિષ્યની પ્રજા આપણે માટે કહેશે કે તે લોકો આવા અજવાળામાં પણ કંઇ જોઈ શકયા નહિ.**

## ઉપસંહાર.

૧૦ ભાઇઓ હવે હું મારૂં બોલવું પુરૂં કરૂં છું. અત્યારે જે વિચારો મેં તમારી આગળ ટુંકમાં રજુ કીધા તેને માટે હું એમ પણ જાણું છું કે એમાંના કેટલાક વિચારો આપણા લોકોના વિચારોના બંધારણને તરત અનુકુળ ન આવે એમ બને છતાં, એ વિચારો કંઇ મેં ઉપજાવી કાઢેલા નથી પણ સમાજનો પ્રવાહ ફેરવવાને દેશના અને જ્ઞાતીના સ્વાર્થ ત્યાગી આગેવાનો જે રસ્તાઓ લોકોને બનાવી રહ્યા છે. તે વિચારોનું

અનુકરણ કરી આપણી જ્ઞાતીનો હાલનો રસ્તો કેવો છે. [redacted]ામાં કેવા ખાડા ટેકરા અને કાંટા પડેલા છે તેનું એક આછું ચી[redacted]રવાને મેં પ્રયત્ન કીધો છે. આ વિચારોમાં કોઇને કંઇ પણ વધારે પડતું લાગેલું હોય તો તે બદલ એ ભાઇઓને હું વિનંતી કરૂં છું અને આશા રાખું છું કે આ મારા નમ્ર વિચારોની કોઇ પણ તરેહની કોઇ ગેરસમજુતી ઉભી ન કરે અને તે વિચારોનો નીખાલસ અને સાફ દીલથીજ વિચાર કરે. જો આ વિચારો ઉપરથી આપણને એમ લાગતું હોય કે આપણી જ્ઞાતી સુધારણામાં આવા ખાડા ટેકરાની મુશ્કેલીથી આગળ ચાલતાં આપણને વાર લાગે છે, તો તે ખાડા ટેકરા પુરી રસ્તો સાફ અને ઉજળો બનાવવાની પરમાત્માએ આપણને શક્તી આપેલી છે. રસ્તામાં રહેલી મુશ્કેલી માલમ પડ્યા પછી પણ તે દૂર કરવા તરફ આપણી વૃત્તી ન હોય તો તેનું પરીણામ કંઇજ નહિ આવે. પણ તે રસ્તામાં સફળતા મેળવવાને માટે આપણે આપણી જ્ઞાતી અભીમાનની અને જ્ઞાતી સેવાની ઉત્સાહી લાગણી જાગૃત કરવી પડશે. આવી ઉંચ ભાવનાઓ આપણામાં જાગૃત થાય અને આવા કીંમતી પ્રસંગો નકામા ન જવા દેતાં જ્ઞાતી સેવાના એવાં સારાં કામ કરીએ કે જેથી આપણી જ્ઞાતીની કીર્તિ અને આબરૂ સમાજમાં વધે. એવી જ્ઞાતી પ્રત્યેની સેવા વૃત્તી અને જ્ઞાતી અભીમાનની [illegible] ભરી લાગણી આપણામાં જાગૃત થાય એવી પ્રભુ પ્રત્યે મારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

વળી અત્યારે મારૂં ભાષણ આપ સર્વે ભાઇઓએ જે શાંતી અને પ્રેમપૂર્વક સાંભળ્યું છે તેને માટે હું સર્વે ભાઇઓનો અંતઃકરણ પૂર્વક આભાર માની બેસી જવાની રજા લઉ છું.

વંદેમાતરમ્.